ઝીણી ઝીણી સર્વે મતલબતણી યુક્તિરચના. ૬
ખરો જે છે પ્રેમ પ્રકટ ઉદધિ છે, અનલ છે,
બધું ગાળી, જાળી, નિજરૂપ કરી, ઉપરિ રમે;
બધી હું-તું કેરી, જન-વિનય-મર્યાદ-રચના,
ડુબાવી, સહેલી, ઉપરિ વિલસે પ્રેમમયતા. ૭
જડયાં પ્રેમે જંતુ નવ નિજ લહે વા ન પરને,
પ્રીતિસ્થાનોને ના,-પણ અમર એક પ્રણયને,
મથે નિત્યે પોતે સકલમયતારૂપ બનવા,
ઉતારી લેવા વા અનુભવ વિષે ભાવરચના. ૮
જનોના સંબંધો વિધિવિધિથી સાપેક્ષ સઘળા,
ખરી પ્રીતિ તેને નથી કશી અપેક્ષા કદી જરા;
અહો એવો પ્રેમાનલ, ઉદધિ એવો, રસભર્યો,
લસે જે ચિત્તે ત્યાં હૃદય મમ વિશ્રાન્ત વિરમો. ૯
હશે સંસારે શું પુનિત પર એ સ્થાન કહીંએ!
ન તો એ સંસાર પ્રજલો મુજ પ્રેમાગ્નિમય રે',
ન હું, કે-ના એ હો, સતત ઉદધિ પ્રેમ વિલસો,
અભેદોર્મિ મીઠા, ગભિર, મૃદુ, ને શાન્ત, ઉછળો. ૧૦

[૧૮૯૩]

———:*:———

૧૪

## પ્રણયભંગ.

### શિખરિણી.

રડે શાને ચક્ષુ ! હૃદય ભમશે ના ટળવળી ;
જશે નિદ્રા શાને ! જગત થઇ રે' ખાખ ન બળી ;
થયું ખાલી હૈયું!—પુરણ ભર્યું આનંદરસથી,
ન જાણી એ રીતિ, રતિરૂપ નિહાળ્યું હજી નથી. ૧
ઉગે વૃક્ષેસાંધી, લલિત લલના, વેલ વળતી,
ન સૂકાતાં છુટે, પ્રજલિત થતાં એ ન ટળતી;
નિશા—ચંદ્રા, રાત્રી—દિવસ, કમલો ને દિનમણિ,
છુટે છોડયાં ના તે, જગતગતિ એ દિવ્ય, રમણિ. ૨
તુટયું ! તે સાંધેલું કદિપણ હતું—એજ ભ્રમણા,
ન તૂટે સંધાયે રુચિર રસની એજ રચના;
રહ્યાં સ્વાન્તો સાંધ્યાં વિરસરસમાં,ભિન્ન રુચિમાં,
છુટાં તે છે સારાં, નથી કશી સગાઇ નજરમાં. ૩
હશે સાંધ્યાં સાથે, નવ કદિ છુટે, નિત્યમય છે;
ન સંધાતાં જે ત્યાં સ્વરૂપરતિનો ના સમય છે;
રતિમાં શી આશા ? રતિજ સહુ આશાની અવધિ,
નિરાશા ના જામી રતિસુખ ન, એ પૂર્ણ અરતિ. ૪

રતિભંગે તેથી હૃદય નવ આ ભંગ નિરખે,
ન વીસારે કોને, તદપિ હૃદયે ક્લેષ ન લખે;
નિરાશામાં રાચે રસિક જન જે પ્રેમપલળ્યાં,
પુરી આશા તેશું સતત રમતી આં હૃદયમાં. ૫

(૧૮૯૫)

---

૧૫

## જન્મદિવસ.

પૃથ્વી.

અનન્ત યુગ ઉર્યા, હજી અનન્ત આવી જશે!
સુઅલ્પ જીવની શો ત્યાં કથનયોગ્ય કાંણી હશે!
અનેક યુગ ને ક્ષણો થઈ રમી નિરાળો રમે,
પ્રવાસ નિજ પેખતાં નિજ શું ગાન—આનંદ લે. ૧
અપાર સુખ સાંપડયાં, વિપત વેઠી વંઠી ગયો,
તથાપિ રમતો સદા, ઉભય પાર ઉભો રહ્યો,
યુવા, રસિક, બાલ કે તરુણ, વૃદ્ધ, ભોગી, યતિ,
ન દુઃખ, સુખ ના કહીં;—નિજશું નિજની એ રતિ. ૨
ન દાહ હૃદયે કશો નયનમાં ન આંસુ વસે,
ન બુધ્ધિ લથડે કહીં, નથી ઉપાધિ ઇચ્છામિષે;

રડે કદી—પડે દુઃખે, ગણશોં પાછલાંને સ્મરી,
ન એ કૃપણતા ભરી, ન લઘુતા, સ્વરૂપે ભરી; ૩
ન ક્રાંસ નડતી કશી, ન મનમાં ઉછાળો કશો;—
અપાર તિમિરે દિસે પ્રકટ દ્વાર આવી વસ્યો:
અગાધ સમતા જડી વિકટ જાલ મમતાનીમાં,
અરે ! ગયાં વરસ તે ન કદિ એ જણાયે ગયાં !— ૪

સ્વરૂપ સમજે ન તે અહંપમૃત્યુમાં આથડે,
સ્વરૂપ રમતે ગયાં વરસ તે ફરી શે જડે,
ઉજાર હજી નીકળે, ક્ષણ ન ઍક વા ઉગરે,
જીવ્યું જીવન જીવવું—અધિક, સાર્થ, સાનંદ, છે. ૫

(૧૮૯૫)